ઢાળ ૩ જી સાંભળરે તું સજની મોરી રજની ક્યાં રમીઆવી જીરે. એ દેશી.

સાંભળરે તું સજની મોરી વીસથાનીક તપ કરીએ જીરે આ ભવ પરભવ વર્ણારે ભવોભવ; પાતીકડાં સઉ હરીએ,ભવીજન કરીએ જીરે. વીસથાંનીક તપ સાર. પાતીક હરીએ જીરે૦ ૧ દેવપાલ અરાંહંત પદ સેવ્યો, હસ્તીપાલ સીધ જાણો જીરે. સંપ્રતીરાજા પ્રવચન પદની. ભગતી કરી હરખાંણો૦ભવી૦૨ સવાક્રોડ જીન બીંબ ભરાવ્યાં. સવાલાખ પ્રસાદે જીરે; ગ્યાંન તણા ભંડાર તે એકવીસ, ભગતી કરી પદ સાધે. ભવી૦ ૩ સુરીપદ ચોથા ધ્યાવંતો પુરશોતમ ભુપાળો જીરે, તીર્થંકર પદ પાંચમે બાંધ્યો; પદ મોતર શુક માલો. ભવી૦ ૪ મહેંદ્રપાળ ખટપદ સેવંતો, વીરભદ્ર પદસાતમે જીરે; જયવંત નરેશ ગ્યાંન આરાધન તીર્થંકર પદ પાંમે. ભવી૦ ૫ અંતર મહુરત પણ જે જીવે પામ્યો દરસણ સાર જીરે, અર્ધ પુદગલ પરીઅટણ કરી નીશ્ચય ભવ સંસાર. ભવી૦ ૬ દરીસન પદ કરી વિક્રમાદીત; સુધ મને ધ્યાંવંતો જીરે, એમ એક એક પદ સેવંત કરશે કરમનો અંત. ભવી૦ ૭ એમ વીસસ્થાનીક તપ કેઇ પ્રાણી; કીધો મનને હુંસે જીરે; પણ એ તપ કીધો તે સુણજો, ગુણ કેટલા કહું મુસે. ભવી૦ ૮ શેઠ છગનભાઈની પ્રીયા નંદકોર શેઠાણી જીરે; વીસસ્થાનીક તપ પોતે કીધો, ઉજવ ચીત મન આણી. ભવી૦ ૯ નંદન દોઅ

બહુ ગુણવંતા, સ્વરૂપભાઇ જયવંતા જીરે; કેસરીસંઘ લઘુ બંધવ કહીએ, જીન ભગતી ધ્યાવંતા. ભવી૦ ૧૦ તપ પુરણથી ઉજમણુ કરે, છોડ બારે મંગાવ્યા જીરે; કીનખાપ લપાનાં પુંઠીયા, ત્રણ વળી ભરાવ્યાં. ભવી૦ ૧૧ એક છોડ વચલો બહુ ભારી, ઠવણી રૂપાની સારી જીરે; કુંડી રેકેબી ડાભડા સાર, તે નજરે નીહાળી. ભવી૦ ૧૨ પાઠાં પુસ્તક ને રૂમાલ, ઝરેમર ચંદરૂવા સાર જીરે; એમ સતાવીસ છોડ મંડારાજે, બીજી વસ્તુ અપાર. ભવી૦ ૧૩ મંડપની રચના બહુ ભારી, દેખત મોહે નર નારી જીરે; જ્ઞાનતણી ભગતી બહુ કીધી, જાઉ તેહને બલીહારી. ભવી૦ ૧૪ સત્તાવીસ સત્તાવીસ વસ્તુ, મુકે મનને ઉલાસે જીરે; નીત નીત નવી પુજા રચાવે, ગુણ પ્રભુના સહુ ભાસે. ભવી૦ ૧૫ સંઘ ચતુરવીધ બહુ ત્યાં મળીયો, મુખ બોલે જયકાર જીરે; અમ્રતવીમળ કહે ધન એ પ્રાણી, સફળ કરે અવતાર. ભવી૦ ૧૬

## ઢાળ ૪ થી દેશી વીવાહલાની.

જીરે સાધુ સાધવા શ્રાવીકા, શ્રાવક મળીયા ગુણ ખાણ; મંગળ વરતાવીયા. ૧ એ આંકણી. સહુ સામગ્રી હવે સજ કરી, જળ જાત્રા તણો મંડાણ; મંગળ૦ વરઘોડો ચડ્યો આડંબરે, મળીયા સજન ગુણખાણ; મંગળ૦ ૨ ગામ ગામ તણા જન બહુ મળી, આવે ઉમટા નગર મોઝાર; મંગળ૦ કેઈ ઉંચા ચઢી ચઢી જોવતા, સાંકડે

થયો બહુ બજાર. મંગળ૦ ૩ ઈંદ્રધજા આગળ ચલે, ગજવર ચાલે દોય સાર; મંગળ૦ અશ્વ ચાલે વળી કુદતા, ગોરી ગાવે મંગળ ગીત. મંગળ૦ ૪ રથ રૂપાતણો અતી સુંદર, તેમાં પધરાવ્યા ત્રીભોવન નાથ; મંગળ૦ શેઠ સ્વરૂપભાઈ પુંઠે બેસીને, પ્રભુજીને ઝાલ્યા હાથ. મંગળ૦ ૫ રથ હાંકતા કેસરીસંઘભાઈ, જેના હઈડામાં હરખ ન માય; મંગળ૦ રામણદીવો લેઈ રળીયાત વહુ, રથ પુંઠે ચાલે ગુણ ગાય. મંગળ૦ ૬ જાચક લોક ગુણ સહુ બોલતાં, વરઘોડો આવ્યો પુર બહાર; મંગળ૦ હળવે હળવે સહુ ચાલતા, જઈ ઉતર્યા વાડી મોઝાર. મંગળ૦ ૭ દેવ નુતરિયા સરવે તીહાં, તસ આપે બાકુળા સાર; મંગળ૦ તે તો મંત્ર સહીત વીધી સાચવે, ભુલ પડે નહી લગાર. મંગળ૦ ૮ જળ કુંભ ભરી શ્રીફળ ઠવે, સીર ધરે સોહાસણ નાર; મંગળ૦ વરઘોડો વળ્યો પાછો ગામમાં, ઉતરયો સુમતીનાથ દરબાર. મંગળ૦ ૯ રાતીજગા પુજા પરભાવના, નીત ઓછવ થાય સાર; મંગળ૦ દાન દયા ચરણ રહી કરી, મુની અમ્રીત વીમળ જયકાર. મંગળ૦ ૧૦

### ઢાળ ૫ મી

તુમે પીળાં પીતાંબર પહેરાંજી મુખડાને લટકે એ દેશી.

ગાવે મંગળીક સહુ નર નારીજી, ગ્યાન તણા રસીયા. કુંભથાપન કરે મનોહારીજી ગ્યાન. જીન ભગતી કરે વીસાળજી, ગ્યાન. પુજન કરે ગ્રહ દીગપાળજી. ગ્યાન૦ ૧ અઠોતરી

સ્નાત્ર કરાવેજી, ગ્યાન. ફળ નૈવેદ બહુ ધરાવેજી; ગ્યાન. એકુસો આઠ પુજા ભણાવેજી, ગ્યાન. સાત સમરણ માંહે ગણાવેજી. ગ્યાન૦ ૨ અમદાવાદની ટોળી આવેજી, ગ્યાન. જીન ભગતી કરે મન ભાવેજી; ગ્યાન. ક્રીયાકારક નથુભાઈજી, ગ્યાન. વીધી પોતે સરવે બનાવેજી. ગ્યાન૦ ૩ સ્વામી વછળ કરે બહુ ભાવેજી, ગ્યાન. સંઘ ભગતી ચીતમાં ચાવેજી; ગ્યાન. એમ શેઠ સરૂપચંદભાઈજી, ગ્યાન. શેઠાણી ચંદણ બાઈજી. ગ્યાન૦ ૪ દાન દેવે બહુ નીજ હાથેજી, ગ્યાન. ધન ધન તે જેહની માતજી; ગ્યાન. ઉજમણો કરચો એમ ભારીજી, ગ્યાન. નીજ આતમ પોતાનો તારીજી. ગ્યાન૦ ૫ એમ ઉતમ કરશે કામજી, ગ્યાન. તેનો જગમાં રેહેશે નામજી; ગ્યાન. દેવ પદવી લેશે સારજી, ગ્યાન. અંતે પામશે ભવ પારજી. ગ્યાન૦ ૬ વીમળ ગચ્છના શણગારજી, ગ્યાન. દાન દયાવીમળ જયકારજી; ગ્યાન. ગુરૂ મહેર થકી મેં કીધોજી, ગ્યાન. અધીકાર કરી જસ લીધોજી. ગ્યાન૦ ૭ સંવત ઓગણીસ બત્રીસેજી, ગ્યાન. ચૈતરવદી તેરસ દીવસેજી; ગ્યાન. એ ઓછવ સરવે મેં દીઠોજી, ગ્યાન. તે લાગે મુજ મન મીઠોજી. ગ્યાન૦ ૮ એમ સાંતી સ્નાત્ર કરી સારજી, ગ્યાન. પદમાવતી વીઘન નીવારીજી; ગ્યાન. શેઠ મનવંછીત ફળ પાવેજી, ગ્યાન. મુની અમ્રતવીમળ ગુણ ગાવેજી. ગ્યાન૦ ૯ ઇતિશ્રી ઉમેટાના ઉજમણાનાં ઢાળીયાં સંપુંર્ણ.

# उजमणानुं स्तवन दुहा.

સરસ્વતી પ્રણમું પ્રેમથી, નીજ ગુરૂ લાગુ પાય; ગુણ ગઉત્તમના ગાવતાં, મુજ મન હરખ ન માય. ૧ દેશ ગુજર માંહી ભલો, ઉમેટા ગામ સુજાણ; તે માંહી શેઠ સીરોમણી, મકનદાસ ગુણ ખાણ. ૨ તેહ તણા સુત દીપતા, ત્રણે બુદ્ધીનીધાન; પાનાચંદ ભાઈચંદ, છગાભાઈ વળી જાણ. ૩ નંદકુંવર પ્રીયા વળી, પુત્ર ત્રણ સુખમાળ; કસળચંદ સરૂપચંદ, કેશરીસંગ ગુણમાળ. ૪ પુત્ર મોટા તણી વધુ, એનકોર અવધાર; સાસુ વહુ બેહુ જણ, વીસથાનક તપ સાર. ૫ તપ પુરણથી ઉજમણું, સરૂપભાઈ કરે સાર; તેહ તણું વર્ણન કરૂં, સાંભળો સઉ નર નાર. ૬ ઢાળ રાણેકપુર રળીયામણોરે લાલ એ દેશી. ઉમેટા નગર સોહામણોરે, લાલ જઈન ધરમ જયકારરે હું વારી લાલ; છગાભાઈ કુળ ચંદલોરે લાલ, સરૂપભાઈ મનોહારરે હું. ઉમે૦ ૧ કેસરીસંગ ભાઈ બહુ ગુણીરે લાલ, બુધીવંત જસવંતરે; હું. નંદકુવર માતેસરીરે લાલ, પુત્ર બેહુ રતનરે હું. ઉમે૦ ૨ દસા પોરવાડ વાણીયારે લાલ, કામદાર કહેવાયરે હું. મામા મહોકમચંદનેરે લાલ, ઉલટ અંગ ન માયરે હું. ઉ૦ ૩ ઉજમણાની રચના ઘણીરે લાલ, કહેતાં નાવે પારરે હું. સંક્ષેપે વર્ણન કહુરે લાલ, હરખ ધરી અપારરે હું ઉ૦ ૪ રાજનગરમાં પધારીઆરે લાલ, સરૂપભાઈ ગુણવંતરે હું. દયાવીમ-

ળજી પનાસનેરે લાલ, અરજ કરે ગુણવંતરે હું. ઉ० ૫ ઉમેટા નગર પધારવારે લાલ, વીનતી કરે મનોહારરે હું. સીસ પોતાનો મોકલ્યોરે લાલ, અમરતવીમળ ગુણ ખાણરે હું. ઉ० ૬ દેવ ગુરૂ ભગતી કરેરે લાલ, સરધાવંત સુજાણરે હું. નથુભાઈ વરજલાલનેરે લાલ, કીરીઆવંત ગુણ ખાણરે હું. ઉ० ૭ હરેખ કરીને લાવીઆરે લાલ, નગર ઉમેટા મોઝારરે હું. ટોળી પણ તીહાં લાવીઆરે લાલ, અમદાવાદની મનોહારરે હું. ઉ० ૮ ટોળી મધ્યે અગ્રેસરીરે લાલ, પીતાંબરદાસ સોરદારરે હું. પ્રભુ ભગતી હરખે કરીરે લાલ, પુજા ઓછવ નીત સારરે હું. ઉ० ૯ વડોદરેથી પધારીઆરે લાલ, વીનયવીજે મુનીરાજરે હું. સાધુ સાધવી શ્રાવક શ્રાવીકારે લાલ, સંઘ મળ્યો રૂડે કાજરે હું. ઉ० ૧૦ ચઈતરવદ પાંચમદીનેરે લાલ, પુજાઓ પ્રારંભ કીધરે હું. સંઘ મળ્યો સઉ સીરોમણીરે લાલ, ગુણીજન ગાયે સઉ ગીતરે હું. ઉ० ૧૧ સોનેરી પુંઠીયાં સોભતાંરે લાલ, ચંદરવા ઝળકે અપારરે હું. ઠવણીઓરે રૂપાતણીરે લાલ, પુસ્તકનો નહી પારરે હું. ઉ० ૧૨ રૂમાલ બહુ કીનખાપનારે લાલ, કળસ ચાંદીના સારા ઘાટરે હું. રેકેબીઓ ઝળકે ઘણીરે લાલ, આરતીઓના બહુ ઠાઠરે હું. ઉ० ૧૩ ઈત્યાદિક વસ્તુ ઘણીરે લાલ, ગણતાં નાવે પારરે હું. અઠોત્રી પુજા કરીરે લાલ, વરઘોડે સંઘ અપારરે હું. ઉ० ૧૪ રથ આણ્યો ચાંદીતણોરે લાલ, હા-

થી એ જુલોદારરે હું. અંગ્રેજી વાજાં વાગીઆંરે લાલ, સાજન મળ્યું સઉ સારરે હું. ઉ૦ ૧૫ રચના એહવી જોઇનેરે લાલ,સંઘ સકળ હરખાયરે હું. સ્વામી વચ્છળ કરેચા ઘણારે લાલ, ઉલટ અંગ ન માયરે હું. ઉ૦ ૧૬ સંવત ઓગણીસ બત્રીસનારે લાલ, ચઇતર વદી પાંચમરે હું. સંભવનાથ પસાયથીરે લાલ, હરખ્યું સઉનું મનરે હું. ઉ૦ ૧૭ ભોજક માણેકચંદનોરે લાલ, સુત માનચંદ ગુણ ગાયરે હું. જેહ ગાય જેહ સાંભળેરે લાલ, તેની આશા પુરણ થાયરે હું. ઉ૦ ૧૮

ઉજમણાનું સ્તવન. સકળ સંઘની સોભારે જુગમાં વર્ણવું, સાસનદેવી કરજો એહની સાયજો; સાહીબ બીરૂદ સાચુરે જુગમાં જાણીએ, સરસ્વતી માતા તુમતણો પસાયજો. સ. ૧ હરખ ધરીને આણંદ અતી ઉછરંગસુ, લેખ લખીને તેડચા માહાજન લોકજો; ઉજમણો વરત કીધોરે મન ઉલટ ધરી, અતી ઉછરંગે આવ્યો સંઘ અપાર જો. સ.૨ જીન મંદરની શોભારે દેવ વિમાનની, મુળનાયકજી શોભિ સુમતી જીણંદજો; સાંતીસ્નાત્ર કરણારે કરે બહુ પ્રેમસુ, વરઘોડાની શોભા સુંદર સારજો. સ. ૩ શેઠ સદા કુળવંત સીરોમણી ત્યાં હુવા, પાનાચંદ છગાભઇ ભાઇચંદજો; સાહીબ બીરૂદ સાચુરે જુગમાં જાણીએ, શેઠ મકનચંદતણો છે પરીવારજો. સ. ૪ રાજનગરથી ટોળી આવી પ્રેમથી, ક્રીયાકારક નથુભાઈ ગુણવંતજો; માં-

ડવની શોભારે ઈંદ્રવીમાનની, ધન ખરચી બહુ લાહો લીધો ધરી મનજો. સ. ૫ ઉમેટા નગર અજુવાળ્યુરે શેઠ સીરોમણી, શેઠ સરૂપભાઈ કેસરીસંગ કુળવંતનો; નંદકુવર સુત જાઓરે રતન સીરોમણી, પોરવાડ નાત સકળ પરસીધજો. સ. ૬ જમણ જુગતે કીધાંરે સુંદર અતી ઘણાં, ધરમપુરીમાં જગડુતણો અવતાર જો; દાન માન આપેરે મન ઉલટ ધરી, જસવંતા તારો જગમાં જસ સવાએ જો. સ. ૭ સંવત ઓગણીસ બત્રીસરે ચઈત્રવદી પાંચમી, વાર શુકરને શુભ મુરત વેળા સાર જો; સુભ મુરત વેળારે ઉજમણો પુરીઓ, એહ જીનેશ્વર વંછીત ફળ દાતારજો. સ. ૮ આણંદપુરથી ભોજક આવ્યા ભાવથી, દાન માન જસ કીરતી કરે અપારજો; ભાવ ધરીને જેઠો જસ ગુણ ગાય છે, સાસન દેવી પુરજો સરવની આસજો. ૯

---

# નંદીસરધીપનાં ઢાળીયાં.

દુહા. શ્રી ચીંતામણ પાસજી, પ્રણમું નીજ ગુરૂ પાય; નંદીસ્વર ગુણ ગાઈશું, સમરી સારદ માય. ૧ નંદીસ્વર મહીમા તણો, કેતાં નાવે પાર; મન વચ કાયા થી.ર કરી, સાંભળજો નર નાર. ૨ ઢાળ ૧ લી ચાલો સખી સીધાચળ જઈએ. એ દેશી. નંદીસર ધીપ આઠમો કહીએ, બાવન ચોમુખ મનોહરીએ; પુન્યા ઉદય સેવા લહીએ. પુજો ભવી નંદીસ્વર ભાવે, એવો ફરી અવસર નહી આવે પુ૦ ૧ એ આંકણી. સુરપતી સંઘળા તીહાં આવે, અઠાઈ મોરછવ કરે ભાવે; ઈંદ્રાણી મંગળ ગાવે. પુ૦ ૨ ઠમક ઠમક પગલાં ધરતી, નાટીક પ્રભુ આગળ કરતી; જનમ મરણનાં દુખ હરતી. પુ૦ ૩ સુરપતી પુજા તે રચાવે, ઈંદ્રાણી મળી નૈવેદ લાવે; પ્રભુજીને ચરણ કમળ ઠાવે. ૪ એમ સુરપતી ભગતી કરતા, મનના મનોરથ સવી ફળતા; ભાવના રંગ રસે રમતા. પુ૦ ૫ એમ વીદ્યાધર કેઈ આવે, જીનવર પુજા કરે ભાવે; જીન વંદી ઘેર નીત જાવે. પુ૦ ૬ જંઘાચારણ મુનીવરા, વિદ્યાચારણ દોય ખરા; વંદે સાસ્તા જીનવરા. પુ૦ ૭ આઠમા ધીપને અનુસારી, કરવાને હુંશ થઈ ભારી; દેરૂં બનાવું અધીકારી. પુ૦ ૮ અધીકાર એહ સુણી રસીયા, દાન દયા પ્રભુ મન વસીયા; અમ્રતવીમળ પદ ગુણ રસીયા. પુ૦ ૯

દુહા. નંદીસ્વર અળગો રહ્યો, આઠમા ધીપ મોઝાર; લબધી વીના નવી જઈ શકે, પાંચમા આરા મોઝાર. ૧ તે કારણ ભવી જીવ તે, બીંબ ભરાવે સાર; નંદીસ્વર અવીલંબ તે, કરાવે પર ઉપગાર. ૨ ઢાળ ૨ જી જગજીવન જગ તાત વાત સુણો શ્રી જીન રાજીયારે. એ દેશી. ધન ધન તે જે નર નાર શ્રી જીન આણા તે મન ધરેરે, કરે કરાવે પર ઉપગાર જસ સોભા જગ વાસ્તરેરે; પુન્યવંતા જીવ અનેક કેહેતા પાર આવે નહીંરે, પણ કહુછું લેશજ માત્ર તે સુણજો સજન સહીરે. ૧ ગુજરાત તે દેશ મોઝાર રાજનગર અતી સુંદરૂ રે, તેમાં સમેત સીખરાદી ચૈત્યવંદનાદીન પ્રતી હું કરૂંરે; વળી શેઠ કરમચંદ સુત મગનભાઈ બહાદુર ચીતવેરે, અષ્ટાપદ દેહરો એક કરાવું દ્રવ્ય ખરચી હવેરે. ધન૦ ૨ તેડી જોશીને પુછે સાર મુરત એક સરસ દીયોરે, જોશીજીને વચને પ્રમાણ ખાત મહુરત તવ કીયોરે; અષ્ટાપદ મંડણી સાર કરાવે બહુ ખાંતસુરે, ચીત્રામણ પુતળી સાર નાટીક કરતી બહુ ભાતશુંરે. ૩ હવે પ્રતીષ્ટાતણો અધીકાર સંવત ઓગણીસ બારોતરેરે, વઈશાખ શુદ અખાતીજ બુધવાર મન ધારો તમેરે; કીધી બીંબ પ્રતીષ્ટા સાર મગનભાઈ પોતાના હાથશુંરે, સ્વામીવચ્છળ મોચ્છવ સાર ભગતા કરે બહુ ભાવશુંરે. ધન૦ ૪ એમ ઉતમ કીધાં કામ ભાવના સુધ તે ભાવતારે, શ્રી સંઘ મળ્યો બહુ સાથ ગુણ પ્રભુજીના તે

ગાવતારે ; દાન દેઈ દયા મન લાય મંગળ ચાર વરતાવતારે, અમ્રતવીમળ પ્રભુ પાય સેવતા સીવસુખ પાવતારે. ધન૦ ૫

દુહા. અષ્ટાપદ દેરાતણો, કહ્યો એ અધીકાર ; પુજો ધાવો ભવી તમે, પામો ભવ દધી પાર. ૧ ધરમ ધ્યાન કરતાં થકાં, મગનભાઈ કર્મચંદ ; પરલોકે પોતા પછી, ગુણ બોલે જનવૃંદ. ૨ હવે બીજા દેરાતણો, કરાવે તવ ઉપચાર ; નંદીસ્વર ચઉમુખ તણો, તે સુણો સજ્જન સાર. ૩ ઢાળ ૩ જી સાંભળરે તું સજની મોરી, રજની ક્યાં રમીઆવી જીરે. એ દેશી. સાંભળજો સજન નર નારી, જેઓ પર ઉપગારી જીરે; ધરમ કામ નીતજ રહે સુરા, તે ગુણના ભરપુરા ભવીજન કરજો જીરે. જીનવર ભગતી રસાળ પાતીક હરજો જીરે. ૧ ચંચળબાઈ સુત સુંદર સોહે, દેખતાં સઉ મન મોહે જીરે ; શેઠ સારાભાઈ મગનભાઈ, પુન્યે તે રોધી પાઈ. ભવી૦ ૨ પુન્ય ઉદય પ્રાણી સુખ પાવે, પાપ તે દુરે જાવે જીરે ; પુન્યવંત મનમાં તે ધારે, કારજ સઉ તે સારે. ભવી૦ ૩ વરતમાન શેઠ સારાભાઈ, સારાં કારજ સારે જીરે ; તસ પ્રીયા ઉજળી શેઠાણી, ઉજળ ચીત મન આણી. ભવી૦ ૪ ત્રીકમદાસ નથુ કારભારી, ઉત્તમ મારગ સાધે જીરે ; ગ્યાન રયણ ઉદ્યમ નીત કરતા, મુની ગુણ ચીતમાં ધરતા. ભવી૦ ૫ શેઠ સારાભાઈ ચીત હરખીને, દેહરો એક કરા-

વે જીરે; નંદીસ્વર બાવન ચઉમુખનો, જુગતીબંધ કરાવે. ભવી૦ ૬ ત્રીકમદાસ નીત દેરાસરનો, રૂડો કામ કરાવે જી-રે; સમોવસરણ મંડપની રચના, અદ્ભુત તેહ કરાવે. ભવી૦ ૭ દ્રવ્ય બહુ વીધ નીત ખરચે, દાન દયા ચીત વરતે જીરે; અમૃતવીમળ ગુરૂ ચરણ પસાએ, પગ પગ મગળીક થાય. ભવી૦ ૮

**દુહો.** શેઠ સારાભાઈ મનતણો, હયડે હરખ ન મા-ય; પ્રતીષ્ટા જીનવર તણી, કરવા ચીત હુલસાય. ૧ ઢાળ **૪ થી** કાજ સીધા સકળ હવે સાર. એ દેશી. હવે નંદી-સ્વર દેહરો સાર, તવ હુવો સયળ તઇયાર; જળ જાત્રા તણો વરઘોડો, જીન ભગતી કરે હોડાહોડો. ચાલો નંદી-સ્વરજીને જોવા, ભવો ભવનાં પાતીક ખોવા. ૧ વળી જોવાને નર નારી, કેઈ આવે બાળકુંવારી; મોટો થયો બહુ વરઘોડો, આવ્યો હાથી તણો એક જોડો. ચાલો૦ ૨ જીન-સાસન સોભા વધારી, રૂપાના રથમાં બેસારી; પ્રભુ આ-ગળ વાંજીત્ર વાજે, દેવ દુંદુંભી આકાશ જાણે ગાજે ચાલો૦ ૩ પ્રભુ આગળ ધુપ રસાળ, સ્નાત્રીયા લેઈ સઉ ચાલે; બાકુળા ચઉદીશ ઉછાળે, જીનજી સીર ચમર ઢાળે. ચા-લો૦ ૪ હઠીભાઈની વાડી સઉ આવ્યા, પ્રભુ ચરણે શીશ નમાયા; સ્નાત્ર પુજા ત્યાં ભણાવે, નર નારી મંગળ સ-ઉ ગાવે. ચાલો૦ ૫ વીધી સહીત કુવાનાં પાણી, કુંભ કોરા ભરી સઉ આણી; કુંભ લેઈ નારી શીર ધરીયા, પા-

છા સજ્જન સઉ ફરીયા. ચાલો૦ ૬ નંદીસ્વર દેહરા મોખારી, કુંભ મુકી દીએ સઉ નારી; દસદીગપાળ ચોકી ઠાવે, કુમતી દેવ દુરે હઠાવે. ચાલો૦ ૭ વીધીશાસ્ત્ર પ્રમાણે જેહ, તેહ સીવરામ કરે સ્નેહ; હવે પ્રતીષ્ટાનો દહાડો જેહ, તેહ કહું સુણો સસ્નેહ. ચાલો૦૮ સંવત ઓગણીસ બત્રીસ, ફાગણ શુદ બીજ જગીસ; શેઠ સારાભાઈ નગીનદાસ, ચમનલાલ ત્રીકમ પુરે આશ. ચાલો૦૯ ચારે જણ જીન બીંબજ લેઈ, લેઈ ઉભા રહ્યા વળી કેઈ; સુભ મહુરત ને રવીવાર, બીંબ થાપન કરે મનોહાર. ચાલો૦ ૧૦ વીત ખરચી બહુ આણંદે, નીત નંદીસ્વર પ્રભુ વંદે; એમ ભગતી કરે નીત સારી, તેને નીત્ય જાઉ બલીહારી. ચાલો૦ ૧૧ વળી સમોવસરણ જયકાર, કીધો જેકોરબાઈ મનોહાર; એમ દેહરો બન્યો અધીકારી, દેખતાં મોહે નર નારી. ચાલો૦ ૧૨ વળી ઉજમણું માંડ્યુ સાર, ધન તેહ તણો અવતાર; સ્વામી વચ્છળ ભગતી રસાળ, રાતીજગા થાએ એક તાલ. ચાલો૦ ૧૩ એમ સંઘને હરખ અપાર, મુખ બોલે જય જયકાર; પ્રતીષ્ટા નંદીસ્વર સાર, એહ કીધો સયળ અધીકાર. ચાલો૦ ૧૪ સેવા નીત કરજો સારી, દાન દયા સદા ચીત ધારી; અમ્રતવીમળ તસ દાસ, ભવો ભવ પુરો પ્રભુ આશ. ચાલો૦ ૧૫

**કળસ.** ગાયો ગાયોરે નંદીસ્વર ધીપ મેં ગાયો, અષ્ટાપદ દેહરો મગનભાઈ; પોતાને હાથે કરાયો, ચતારી

આઠ દસ દોય જીન બીંબ; પ્રતીષ્ટા કરી હરખાયોરે. નં-દી૦ ૧ તસ પુંઠે નંદીસ્વર દેહરો, અનોપમ એક કરાયો; શેઠ સારાભાઈ ત્રીકમદાસ; દ્રવ બહુ ખરચાયોરે. નંદી૦૨ શુભ મહુરત ને રવીવાર, બીંબ પ્રભુ પધરાયો; સમોવસ-રણ જેંકારે કરાયો, પોતાનો નામ ધરાયોરે. નંદી૦ ૩ દા-ન દેઈ સુભ ભાવના ભાવે, દયા ચીત વરતાયો; તસ ઘ-ર મંગળ લીલા વરતે, અમ્રતવીમળ સુખ પાયોરે. નંદી૦ ૪ ઇતિશ્રી નંદીસરથાપનાં ઢાળીયાં સંપૂર્ણ.

——ooo——

# अथ मल्लीनाथनुं स्तवन.

મારગ મુકોને કાના કહુછું ક્યારની જો મને રોકી રાખો કુણ વારની જો મારગ૦ એ રાગ.

મને મલ્લીજીણંદ શું લાગી પ્રીતડી જો, તે તો સુતા બેઠા નવા વાસરી જો; મને૦ નગરી મીથુલા તણા કુંભ રાજીયો જો, તસ રાણા પ્રભાવતા જાણીયો જો. મને૦ ૧ તેની કુખે પ્રભુજી તમે અવતર્યા જો, થયા તીન લોક સુ-ખીયા ઘણા જો; મને૦ પ્રભુ કળસ લંછન સોહે જાંગડી જો, પચવીસ ધનુશ ઉંચી દેહડી જો. મને૦ ૨ સેંસ પં-ચાવન પાળી પુરણ આવખું જો, અષ્ટ કર્મ ખપાય શાવ પદ વરૂં જો; મને૦ જ્યાં જન્મ મરણ ભયકો નહી જો, ચીદાનંદ સુખ લેહેરમાં રહી જો. મને૦ ૩ જીનજી તુમ

દરીસન વીરહો પડ્યો જો, તુજ આંખ ભરાવ્યા આવકે જો; મને૦ તે તો કેટલા કાળ લગે પુજીયા જો, વળી પુજી ઘણા જન હરખીયા જો. મને૦ ૪ પ્રભુ સંઘ ઉપર કીરપા કરી જો, ગામ ભોયણી આવી અચરીજ કરીજો; મને૦ તીહાં કેવળ પટેલના ખેત્રમાં જો, પ્રભુ નીકળ્યા સુભ નક્ષત્રમાં જો. મને૦ ૫ ગામ કુકવાય તણા વાણીયા જો, આવ્યા હયડામાં હરખ ભરાણીયા જો; મને૦ કહે હમે પ્રભુજીને લેઈ જાઇશું જો, તવ બોલ્યા અમે પ્રભુ રાખશું જો. મને૦ ૬ તવ એક જન બોલ્યો ધસમસી જો, પ્રભુ ભાવ હોસી ત્યાં જાવસી જો; મને૦ એમ કહી પ્રભુજીને પધરાવીયા જો, ગાડું બળદ વીના ભોયણી દીસ આવીયા જો. મને૦ ૭ જયજય શબ્દ હુવા ઘણા જો, પટેલ પ્રમુખ હરખ્યા ઘણા જો; મને૦ ગાજે વાજતે ભોયણી પધરાવીયા જો, નર નારી મંગળ વરતાવીયા જો. મને૦ ૮ પ્રભુ મુખડું પુનમ ચંદ દીપતું જો, વળી વદન કમળ અમી જરતું જો; મને૦ પ્રભુ દુખી તણાં દુખ કાપતા જો, વળી ચક્ષુ ગયાને નેત્ર આપતા જો. મને ૯ એમ દુખીયાનાં કારજ સારતા જો, જગ માંહે જસ વીસ્તારતા જો; મને૦ પ્રભુ તુમ કીરતા શ્રવણે સુણી જો, હું આવ્યો તુજ શરણે જગ ધણી જો. મને૦ ૧૦ પ્રભુ આશ નીરાશ ન કીજીએ જો, સેવકની વીનતી સુણી લીજીએ જો; મને૦ પ્રભુ મુન કરીને તમ્મે કયું રહ્યા જો, જાચક સન્મુખ ઉ-

ભા રહ્યા જો. મને૦ ૧૧ દાન મનોવંછીત પ્રભુ દીજીએ જો, કાંઈ સેવકનાં કારજ સીજીએ જો; મને૦ દાન દયા-વીમળ પસાયથી જો, મલ્લીનાથ અમ્રત મનમાં વસી જો. મને૦ ૧૨

દોસીડાના બેટા તુજને દલ કરૂંરે સારી ચુનડી રંગાવી મુજને આલ. સંઘ ચાલ્યો પંચતીરથનોરે એ દેશી.મલ્લીનાથ પ્રભુ ઓગણીસમારે, નીકળ્યા ભોયણી ગામ મોઝાર; સંઘ ચાલ્યો ભોયણી તીરથનોરે કાઉશગીયા ઉભા હોય નીકળ્યારે, થાપ્યા ડાબી જમણે મનોહાર. સંઘ૦ ૧ અપુરવ બીંબ તે દેખીનેરે, હરખ્યો સંઘ સયળ તેણીવાર; સંઘ રાજનગર માંહીથકીરે, ચાલ્યો સુભ મહુરત શનિવાર. સં૦ ૨ હઠી-ભાઈની વાડી માંહે જઇરે, સંઘે કીધો સયળ મુકામ; સં૦ વાણું વાએ પ્રભુ પદ ભેટીને રે, ચાલ્યા શુધ મન તજી સઉ કામ. સં૦ ૩ સાધુ સાધવી શ્રાવક શ્રાવીકારે, ચાલે જીન ગુણ બોલતા સાર; સં૦ અનુક્રમે ભોયણી સંઘ આવીયોરે, હરખ્યા સઉ બહુ પરીવાર. સં૦ ૪ શ્રી સંઘ મળ્યો રૂડી રીતશુંરે, ભેટ્યા શ્રી મલ્લી માહારાજ; સં૦ ધ-ન ધન તું સી જીનરાજીયોરે, તેં સારાં આતમ કાજ. સં૦ ૫ આજ પુન્ય ઉદય પ્રભુ માહરોરે, મેં દીઠો તુમ દી-દાર; સં૦ પ્રભુ તુજ મુખડું દેખી કરીરે, મોહા સુરનર ને નાર. સં૦૬ રાગ દ્વેશ પ્રભુ તુજમાં નહીંરે, પરમેશ્વર સોમે દીઠ; સં૦ ચાખ્યા વીણ કહો કેમ જાણીએરે, ફળ કડવાં

છે કે મીઠ. સં૦ ૭ પ્રભુ તુજ વીણ દેવ અનેક છેરે, મારે મન નહી સોહાય; મેવા સરસ લેઇને સાહીબારે, લીબોળી તે કુણ ખાય સં૦ ૮ પ્રભુ પ્રેમ નજર નીહાળીએરે, વળી દીજીએ સીવપુર વાસ; સં૦ દાન દયા પ્રભુ દલમાં ધરારે, પુરો અમ્રત વિમળ મન આસ. સં૦ ૯

# अथ तारंगाजीनुं स्तवन.

આવો આવો જસોદાના કંથ અમ ઘેર આવોરે. આંકણી.

આવો આવો સજ્જન બહુ સાથ તારંગે જઇએ રે, જીન મુખડું દેખત આજ નીરમળ થઇએ રે; જીત શત્રુ કેરો નંદ જગત ઉપગારીરે, વીજીયા માતા સુતજાણ જાઉ બલીહારીરે. આવો૦ ૧ પ્રભુ સેવે સુરનર ઇંદ્ર ભાવના ભાવેરે, અરિહંત વીના કોઇ દેવ દાય ન આવેરે; સંસારા દેવ અનેક કામ ન આવેરે, લેઈ રામા સંગે નીત્ય લડુમ્યા કામારે. આવો૦ ૨ એવા દેવતણો જે આશ રાખે પ્રાણીરે, જે ભુલ્યા ભમે સંસાર તત્વ વીના જાણીરે; તને સેવો શ્રી અજીતણંદ સમતા આણીરે, જીમ વરશો સેહેજ સ્વભાવ સીવ પટરાણીરે. આવો૦ ૩ મને પુરવ પુન્ય પસાઉલે જીન મળીયારે, પ્રભુ મુખડું દેખત આજ પાતીક ટળીયાંરે; જીમ અગની તણેરે સંજોગ કાષ્ટ ન રહીએરે, તેમ જીન આણાએ ધર્મ સદા સુખ લહીએરે. આવો૦ ૪ એવું જાણી ભવી તુમે નીત્ય એ જીન સેવો

રે, ત્રીભોવનમાંહી જે દેવ નહી કોઈ એવો રે; શ્રી સંઘ મળી તુજ પાય નમે ગુણ રસીયારે એક અમ્રતવીમળને ચિત તારંગે વસીયારે. આવો० ૫

નીરખ વદન સુખ પાયોરે જીનજી નીરખ વદન સુખ પાયા. એ દેશી. મલ્લી જીનવર માહારાયારે જીનજી મલ્લી જીનવર માહારાયા સરસ્વતી સરસ વચન મોએ દીજે; જીમ મુજ કારજ સીજેરે જીનજી મ० ૧ ભોયણી આવી વસ્યા જીનરાજ, સાર્યાં સહુનાં કાજરે. જી० ૨ મોહનગારી મુરતી મનોહારી, નિકળ્યા પ્રભુજી જયકારીરે જી० ૩ કુંભ રાજા કુળ મંડણ દીવો, પરભાવતી સુત ચીરંજીવો રે જી० ૪ કુંભ લછન મનો કાંમીત પુરે, ચિંતા સહુની ચુરેરે. જી० ૫ તુજ સનમુખ હું આવ્યો દોડી, ઉભો રહ્યો કરજોડીરે. જી० ૬ પ્રેમ નજરભર સનમુખ નીરખો, તો હું થાઉ તુમ સરીખોરે. જી० ૭ તું મેરા ઠાકર હું તેરા ચાકર, દાસ ઉપર મહેર કરોરે. જી० ૮ પંચમે આરે તુમે પ્રભુ પાયો, પુન્ય ઉદય ઈહાં આયોરે. જી०૯ વીનતી એહ કહી પ્રભુ તુમને, ધરીએ મલી પ્રભુ મન મેરેરે. જી० ૧૦ દાન દયા પ્રભુ ચરણ પસાએ, અમ્રતવીમળ ગુણ ગાયરે. જી० ૧૧

---

## श्री शांतिनाथजीनु स्तवन.

ગીરાવર દરસન વીરલા પાવે એ દેશી.

સાંતી જીણંદ ભવીજન ધ્યાવે, મનવાંછીત ફળ તેહી-

જ પાવે; શાંતા જીણંદ ભવીજન ધ્યાવે એ આંકણી. અચીરાનો નંદન વંદન સ્વામી, સુરનર સૌ મળી પુજા રચાવે. શાંતી० ૧ અંતરજામી આતમરામી પર ઉપગારી તુમ્મ કહાવે, શાંતી० ગ્નાન રયણ ભંડાર પ્રભુ તમે. શેવક દેતાં ખોટ ન આવે. શાંતી० ૨ તુમ સરીખા સાહિબ મુજને મળીઆ, તો કુણ મીથ્યાતાદેવને ધ્યાવે. શાંતી० રતન ચીતાંમણી હાથ જો પામી, કાચ ઉપર કુણ મન રમાવે. શાંતી० ૩ અમ્રત લેસ લહે એકવાર, અભ્યતંર રોગ દુર હઠાવે. શાંતી० તુમ પ્રતીમા પ્રભુ મોહનગારી. દરીસન થી ભવી સમકીત પાવે. શાંતી० ૪ પુન જોગે પ્રભુપદ પાઓ, કરૂણા નીધી ભવ તાપ મીટાવે. શાંતી० દાન દેઇ દયા ચીત લાવે, તો અમરત વીમળ સુખ પાવે. શાંતી જીણંદ ભવીજન ધ્યાવે. ૫



## राजुलनो विलाप.

બાળારાજાની દેશી. શ્રી નેમ જીનેસ્વર સ્વામીરે જદુપતી રાજારે. નીત્ય પ્રણમું હું શીર નામીરે, જ० સમુદ્રવીજે સીવાના જાયારે; જ० મુજ પુરણ પુન્યે પાયારે. જ० ૧ છપનક્રોડ જાદવ સાથરે, જ० તોરણ આવ્યા ત્રીભોવન નાથરે; જ० મંગળીક ગાવે નર નારીરે, જ० સાથે બળભદ્ર ક્રશ્ન મોરારીરે. જ० ૨ સુરનર મળીઆ

બહુ સારરે, જ૦ તુજ મુખડું દેખી મનોહારરે; જ૦ હ-વે રાજુલ કહે સુણ બેનીરે, જ૦ આવ્યો પ્રાણવલ્લભ ઉભી રેનીરે. જ૦ ૩ એમ કહીને રાજુલ નારીરે, જ૦ જોવાને આવો તેની વારીરે; જ૦ ઝરૂખે સહીયર સાથેરે, જ૦ નિજ નયણે નિહાળી નાથરે. જ૦ ૪ રાણી રાજુલ હરખ અપારરે, જ૦ નીરખે વાલમ વારંવારરે; જ૦ એ-વામાં હવે શું થાયરે, જ૦ દાહીણ અંગ ફરકાયરે. જ૦ ૫ કહે રાજુલ સુણરે બેનીરે, હવે શું થાશે મુજ કેની રે; જ૦ કહે સુજની સુણરે બાઇરે, જ૦ ખમા ખમા થાઓ મુજ બાઇરે જ૦ ૬ ચીંતાતુર રાજુલ રાણીરે, જ૦ દુખડું બહુ હઇડે ભરાણીરે; જ૦ એવામાં પશુ પોકારરે, જ૦ કરે તે સઉ મનોહારરે. જ૦ ૭ તમે પરણ-શો રાજુલ નારીરે, જ૦ તો શી ગતી થાશે અમારીરે;જ૦ સુણી હરણી તણો પોકારરે, જ૦ છોડાવ્યાં પસુ સુખકા-રરે. જ૦ ૮ તોરણ તજી ચઢ્યા ગીરનારરે, જ૦ હરખે લેઈ સજમ ભારરે; જ૦ તોરણ વળીઆ જાણી નાથરે, તવ કમળાનું નીજ ગાતરે. જ૦ ૯ મુરછા ખાઈ ધર-ણી ઢળીરે, જ૦ સહીયર સઉ ભેગી મળીરે; જ૦ સીત-ળ પવને કરી સારરે, જ૦ સચેતન હુઈ તેની વારરે. જ૦ ૧૦ અરે પ્રીતમ તેં શું કરચુરે, જ૦ મુજ દુખનો પોટ સીર ધરચોરે; જ૦ હુંતો વાટડી તારી જોતીરે, જ૦ તેંતો અબળાને મુકી રોતીરે. જ૦ ૧૧ હવે હું શું કરૂં નાથરે,

જ૦ તે કીધી મુજ અનાથરે; જ૦ મુજ અબળા નારી મુકીરે, જ૦ તુમે કીધી વાત અચુકીરે. જ૦ ૧૨ અરે નાથ તમે શું કરયુરે, જ૦ મુજ દુખડું કાં જઈ ધરરે; જ૦ જાઓ જાઓ સખી તમે જાઓરે, જ૦ મુજ પ્રાણવલ્લભને લાવોરે. જ૦ ૧૩ કેણે જોસીએ જોયા જોસરે, જ૦ હું દેઈશિ તેહને દોશરે; જ૯ કુણ મળીઆ વેરી આજરે, જ૦ સીજાં મુજ નહીં કાજરે. જ૦ ૧૪ હરણીને મુખ એમ કહેતીરે, જ૦ ઓળંભા કેતાઈક દેતીરે; જ૦ તેં હરણ સીતાનો કરાયોરે, જ૦ કલંક ચંદ્ર ધરાયોરે. જ૦ ૧૫ એમ અંતરાય કેઈ કરાયોરે, જ૦ મારી વેળા કયાંથી આયોરે; જ૦ જા તું હરણી યાંથી આર્ગારે, જ૦ નજર થકી જા તું ભાગીરે. જ૦ ૧૬ મારો જીવ ઘણો અકુળાવેરે, જ૦ કોઈ જીવન પ્રાણ મીળાવેરે; જ૦ શું પુરવ પાપ મેં કીધોરે, જ૦ તેણે આ ભવ છેહજ દીધોરે. જ૦ ૧૭ મુજ અવગુણ કોઈ બતાવોરે, જ૦ શું રોતી મુકી જાઓરે; જ૦ તુમે પ્રીત પુરવની સંભાળોરે, જ૦ મુજ આઠ ભવના ભરથારોરે. જ૦ ૧૮ નવમે ભવ છેહજ દીધોરે, જ૦ મુજ વેર પસુએ લીધોરે; જ૦ એવો ન કરીએ નેમ દયાળરે, તુને કહેવાઓ પરમ કૃપાળરે. જ૦ ૧૯ નવી મુકીએ એકલી નારીરે, જ૦ તમને કહીએ શું વારંવારોરે; જ૦ એવી હઠ નવી કરીએ સ્વામીરે, જ૦ મુજ આતમના વીસરામીરે. ૨૦ જ૦ રાજુલે કરચો બહુ

વીલાપરે જ૦ દેતી કરમને દોશ આપરે; જ૦ મેં વાત તમારી જાણીરે, જ૦ તેં કીધી શીવ પટરાણીરે. ૨૧ પ્રભુ તુમે થયા નીરાગીરે, જ૦ હું થઇછું તુમ ગુણ રાગીરે; જ૦ પ્રીતી પુરણ તમે પાળોરે, જ૦ હવે હાથ તુમે મુજ ઝાલોરે. જ૦ ૨૨ એમ કહીને સંસાર ત્યાગીરે, જ૦ મનમાં થઈ બહુ વૈરાગીરે; જ૦ મુકી સંસાર ચાલી આણંદેરે, જ૦ જઈ ચરણ કમળ પ્રભુ વંદેરે. જ૦ ૨૩ પ્રભુ પાસે ચારીત્ર લીધોરે, જ૦ પોતાનો કારજ સીધોરે; જ૦ નીરતી ચાર ચારીત્ર પાળેરે, જ૦ નીજ આતમને અજવાળેરે. જ૦ ૨૪ બાહ્યભ્યંતર તપ સારરે, જ૦ પાંચ-સુમતી ગુપતી ચીત ધારેરે; જ૦ ઘાતી કરમ કરચાં સુખકારરે, જ૦ પામ્યાં કેવળ જયકારરે. જ૦ ૨૫ સ્વામી પેહેલાં મુગતી સીધાવેરે, જ૦ અજરામર પદ પાવેરે; પછે નેમ વરચા સીવ નારીરે, જ૦ અસ્ટકર્મ તેહ નીવારીરે. જ૦ ૨૬ એની પ્રીતી સાદી અનંતરે, જ૦ પામ્યાં છે ભવતણો અંતરે; જ૦ નેમ રાજેમતી ગુણ ગાવેરે, જ૦ અવીચળ સુખડાં તે પાવેરે. જ૦ ૨૭ દાન દયા ચીત વરતવોરે, જ૦ નેમનાથ સઉ ગુણ ગાવોરે; તસ ઘર લીલા વરતાયરે, જ૦ કહે અમ્રતવીમળ સુખ થાયરે. જ૦ ૨૮

---

## નેમનાથનું સ્તવન.

જદુવંશ વીભુશણ સ્વામીરે, અંતરગત અંતરજામીરે;

ફરી જાન આવે ગુણ આણી, નેમ પ્રભુ વીનતી અવધારો રે. રાણી રાજુલ સામુ નીહાલો. ૧ નેમ૦ કોડ છપન જાન બનાવીરે, નેમ તોરણ સનમુખ આવીરે; પશુ તીણે સમે અરજ સુણાવી. નેમ૦ સુણી અરજ નેમ દયાલરે, છોડવા પશુ તતકાળરે; તોરણથી રથ ફેરવી ચાલ્યારે નેમ૦ દાન વરસી દીએ તેણી વારેરે, તોડ્યો નવસરો મોતીનો હારરે; જઈ ચઢ્યા નેમ ગીરનારરે. નેમ૦ ફર્યા જાણી રાજુલ રાણીરે, હઇડામાં દુખ ભરાણારે; મેં તો કરમની ગતો નવ જાણી. નેમ૦ અણઘટતું પ્રભુ તમે કીધુરે, મુજ વેરી પસુ વેર લીધુંરે; નવમે ભવે છેહજ દીધું. નેમ૦ જાઓ નેમ વાત મેં જાણીરે, મુજ ઉપર શોક તે આણીરે; એવી મુગતી કીધી પટરાણી. નેમ૦ સંસાર તજી વ્રત લીધુંરે, તપ કરીને કરમ ક્ષય કીધુંરે; ઝટપટ પોતે કેવળ લીધુ નેમ૦ નેમ પહેલાં મુગતી સીધાવેરે, ગયા સુંદરી જોવાને કાજેરે; પછે નેમ ગયા ગાજે વાજે. નેમ૦ નેમ રાજુલ જોત અખંડરે, છોડ્યા કરમ તણા સૌ બધરે; એમ અમ્રત વીમલ આણંદ. નેમ૦

## રીખવદેવ સ્તવન.

દેશી ફાગની.

સરસ્વતી સમરૂ સાર દાસરે, લાગુ ગુરૂને પાય; શ્રી જીનવર નીત પુજીએસતો, ભરમ જાલ મીટ જાયરે. ભવી જીનવર પુજો. એ અવસર ફરી જાયરે એ દેશી.

આદી જીનેસર અતી અલવેસર, મુરત મોહનગારી; મ નવચ ને કાયા આરાધે, હોવે અલપ સંસારીરે ભવી૦ તુ મ દરસણ વીણ હુ ભમ્યોરે ચૌગતીમાંહી અપાર; કરમ વસે જીવ સુખ દુખ પાંમે, તાં નહી કોઇ આધારરે. ભવી૦ કુડી માયા સંસારની સરે, સગા ન કીસાકા કોય; જે કર-શે તે પામશે, સરે નીસચે મન કરી જોય. ભવી૦ પુરન-પુન પસાએથી સરે, પામ્યો નર અવતાર; ગુરૂ સેવાથી મે લ હોસરે, ત્રીભોવન જગદાધાર. ભવી૦ મુજ અવગુણ મત દેખજો સરે, અવગુણ તણો ભંડાર; તુમે કરૂણા ની-ધી માહારો સરે, હવે મુજ પાર ઉતારરે. ભવી૦ હુતો શર ણે નાથને સરે, નાથ સુધારો કાજ; આદીનાથ મુજ અ રજી સુનકે, તારો ગરીબ ન વાંજરે. ભવી૦ દાન દયા મ-નમાં ધરી સરે, પુજો શ્રીજીનરાજ; સુધ ભાવના ભાવંતા સરે, અમ્રત વીમળ પદ પાયરે. ભવી૦

---

# નેમનાથના સ્તવન.

આઠ કુવા નવ વાવડીજી. એ દેશી.

રાજુલ કહે પ્રીતમ સુણોજી, રથ વાલો ગુણ ખાણ; વીણ અવગુણ મુજ સુતજોજી, પુરવ પ્રીત પીછાણ. હો જીનજી૦ પુરવ૦ ૧ જાવાદો હઠસુ કરોજી, પુરણ પાલો પ્રીત; મુકો મુજ શા કારણેજી, શીખ્યા ક્યાં એ રીત. હો જીનજી૦ શીખા હુ તુમ ચરણ મોજડીજી, તુ મુજ

આતમરામ; પ્રેમ વીલુધી મુકશો તો એ નહી ચતુરનું કામ હો જીનજી એ નહી. પશુ ઉપર કરુણા કરીજી છોડાવ્યા તસબંધ, મેં તુમસી ચોરી કરીજી; નાખી નેહ મુજ ફંદ હો જીન૦ નાખી મન ઉલજ્યું સુલ જે નહીજી, જો મલે ક્રોડ ઇંદ્ર; જીમ તુમસુ મનડું મલો જી, સાંભળો શ્રીજીને દ્રહો જીનજી સાંભળો૦ કોઇ પ્રકારે દુહવાં નહીજી, સાને રાખોછો રોસ વીણ અપરાધે મુકી ચાલ્યાજી; કહો કુણને દાખુ દોસ હો જીનજી. કહો૦ એક પખો રાગ રાખવો જી તે કેમ પ્રીતી થાય મુજ ઉપર પ્રેમ મુકીને જી શીવ સુંદરી ચીત લાય હો જીનજી. શીવ૦ તો સંસાર રહેવો નહીજી જોવા જાઉ શીવનાર; મુજ પ્રીતમ વશ તેં કરયોજી, કેવીછે તે સીવનાર હો જીનજી. કેવી૦ એમ વઇરાગ દાસા લહીજી, મુકી મોહ જંજાલ, પ્રભુ પાસે દીક્ષા ગ્રહીજી; સુધમને વ્રત પાળે હો જીનજી. સુધમને૦ કરમ મયલ ટાળી કરીજી, આતમ નીરમળ કીધ; પરમાનંદ પદવી વરાજી, પ્રભુ પેહેલા શીવ લીધ હો જીનજી. પ્રભુ૦ અજરા અમર પદ ભોગવેજી, પુરણ પાળી પ્રીત; દાન દયા પ્રણમે સદાજી અમ્રત વીમળ એક ચીત હો જીનજી. અમ્રત૦

---

## रीखवदेवनुं स्तवन.

જીનજી સરસતી સરસ વચન કે મુજને આપજોરે લોલ, જી૦ લાગુ ગુરૂને પાય કે જીન પદ સેવંસુરે લોલ;

જી૦ નયરી અજોદ્ધા મોઝાર કે નાભી રાય સુદરરે લોલ, જી૦ તસરાંણી મરૂદેવી સુપન ચઉદે લહેરે લોલ; જી૦ આવો મન મંદીર માંહ્ય કે કરૂ એક વીનતીરે લોલ. એ આંકણી. ૧ જી૦ જનમ્યો પુત્ર રતન કે ભવી જન તારવારે લોલ, જી૦ ત્રીભોવન થયો ઉદ્યોત કે સુરજ યજય કરેરે લોલ; જી૦ સોવન વરણ શરીરકે રીખભ લંછન ભલુંરે લોલ, જી૦ મુખડું પુનમ ચંદ સોહંતુ અતી ઘણુંરે લોલ, જી૦ મ. ૨ જી૦ રાજનીતી સવી છાંડકે આતમ સાધતારે લોલ, જી૦ ઘાતી કરમ કર્યા દુરે કે વલગા ન લહુરે લોલ; જી૦ સોહંમ ઈંદ્રતે વારેકે સીહાસન ચળીરે લોલ; જી૦ અવધી ગ્નાન કરી દેખીકે મન હરખ્યું ઘણુંરે લોલ. જી૦ મ. ૩ જી૦ ચોસઠ ઈંદ્ર તે વાર રચે સીહાસણુંરે લોલ, જી૦ ત્રીગડે બેઠા નાથકે સોહંમ છત્ર ધરેરે લોલ; જી૦ બેઠી પરખદા બાર કે જીનવાણ સુણેરે લોલ; જી૦ અરીહા અમરેત વાણી સુણી મન ગહગહ્યુંરે લોલ. જી૦ મ. ૪ જી૦ જીહાં દીસ રવી ઉગંત કે અંધકાર નવી રહેરે લોલ, જી૦ કેસરી તીહાં વસંતકે ગજ્જવર કીમ રહેરે લોલ; જી૦ જીહાં વન વીચરે મોર ભુજંગ કહો કીમ રહેરે લોલ, જી૦ જીમ તુજ વાણી સુણંત કરમદલ સેવી ગયુંરે લોલ; જી૦ મ. ૫ જી૦ પુરવ પુન્ય પસાય કે તુમ દરીસન મળુંરે લોલ, જી૦ હવે મુજ સરીઆં કાજકે સવી દુખડું ગયુંરે લોલ; જી૦ આપો અવીચળ વાસ સદા સુ-

ખ પામસુરે લોલ, જી૦ અમરત વીમલ તુમ પાસ સદા રંગ વાધશેરે લોલ. જી૦ અ. ૬

## सांतीनाथनुं स्तवन.

મોહન વાજાં વાગીઆં. એ દેશી.

જીરે ધન દીન વેળા આજની, મેતો ભેટ્યો અચીરાનો નંદરે; સાંતીનાથ વીનતી, સુણીને પદ દીજો આણંદરે. સાં૦ ૧ જીરે સાંતી સરૂપ જેને મન વસો, તેને કુમતી કદા ગ્રહ જાઅરે; સાં૦ જીરે અનુભવ રસ જેને મન વસો, તેને પરમાનંદ સુખ થાયરે. સાં૦ ૨ જીરે તુજ મુખડું ભવી દેખીને, એતો મોહ્યા સુરનર ઇંદ્રરે; સા૦ જીરે વદન કમલ તુજ દેખતાં, ભવી છોડે કરમના ફંદરે. સાં૦ ૩ જીરે પારેવો સરણે રાખીઓ, તુમ પરઉપગારી દયાલરે; સા૦ જીરે સાંતી કરણ સાંતીનાથજી, તુજ નામે મંગલ માલ. સાં૦ ૪ જીરે દાન સેવકને દીજીએ, દયા સુધ મનમાં લાયરે; સા૦ જીરે તવ મન વંછીત સવી ફલે, અમરત વામલ ને મહારાયરે સ૦ ૫

## श्री चींतामण पारस्वनाथनु स्तवन.

સોના તે કેરૂં મારૂં બેડલું વાલમજી. એ દેશા.

શ્રી ચીંતામણ પાસજી સાહિબજી, ચીંતા ચુરણ માહારાજરે; વીનતી સુણી લીજીએ સાહિબજી. અસ્વસેન કુલચંદલો સા૦ વામા સુત સારે કાજરે. વી૦ ૧ કમઠ હઠી નાગ તારીયો સા૦ ધરણેંદ્ર પદ દીધુ સારરે વી૦

એમ કેઇ પ્રાણી ઉધર્યાં સા૦ કીધા પર ઉપકારરે વી૦ ૨ પુરણ પુન પસાઅથી સા૦ નીરખ્યો તુમ દેદારરે વી૦ ગુણ અનંત પ્રભુ તાહરા સા૦ કહેતા ન આવે પારરે વી૦ તુ કરુણા નીધી માહરો સાહિબજી,તુ જગ તારણ હારરે. વી૦ સરણુ લહે બળીઆ તણો સા૦ જાય શત્રુ પરી હારરે. વી૦ ચઉ ગતીમાં રજળ્યો ઘણો સા૦ કીણ હીન કીધી મોરી સારરે.વી૦ નરકની ગોદ દુખ મેં સહા સા૦છેદન ભેદન અપારરે વી૦ તીરજંચગતી માંહી ગયો,સા૦કીધા બહુલા પાપરે વી૦ પાપ કરમથી પામીઓ સા૦ બીગલેદ્રી પણે સંતાપરે. વી૦ એમ અનંત કાળ રહી. સા૦ રજલો બહુ સંસારરે. વી૦ કોઇક પુન પસાઅથી સા૦ પામો નર અવતારરે. વી૦ હવે જગ તારણ તુ મળ્યો સા૦ ચીંતામણી પારસ આજરે વી૦ તરણ તારણ પ્રભુ તારીએ સા૦ શેવક સારો કાજરે. વી૦ અખુટ ખજાનો પ્રભુ તાહરો. સા૦ પુરણ ભરો ભડારરે. વી૦ દાન દયા કરે દીજીએ સા૦ પામેં અમ્રત વીમળ પદસાર.

---

# દીવાળીની ગુવલી.

શાવણ વરસેરે સ્વામી એ દેશી.

નયરી અપાપારે સ્વામી, સમો સરાઓ અંતરજામી; ચૌદસહસ મુની પરીવરીયા, ગઉતમ આદી ગુણના દરીયા; આજ દીવાળીરે સજની. વીર નીરવાણ થયો એહર જતી, આજ.

૧ કોડા કોડ સુરવરરે આવે, પ્રભુજીની ભગતી કરે મન ભાવે; સુંદરી ગવર્લારે કરતી, શીરીફળ ઠવી નીજ પાતીક હરતી. આજ૦ ૨ પરખદા બારરે મળી, જગ ગુરૂ દેશના પુને મળી; ઉતરાધે નરે છતીસ, આપ પ્રકાશે શ્રી જગદીશ. આજ૦ ૩ અમ્રત વાણીરે ઉલાસેરે, સાંભળી ભવીજન પુરે આસે; મહુરત સુભ ચંદ્ર આવે, પાછલી રયણી તવ સોહાવે. આજ૦ ૪ જોગ નીરોધરે કરતા, ઉતરા ફાલગુણી દુખ સહુ હરતા; સુભ જોગ તવરે આવે, અજરામર પ્રભુજી પદ પાવે. આજ૦ ૫ સુરપતી સઘળારે માલતા, નીરવાણ કલ્યાણક સઉ કરતા; ભગતી વીશેશરે ભાવે, કરતા નંદીસર ધીપ જાવે. આજ૦ ૬ રાય અઢારેરે ભાવે, દ્રવ્ય તેજ કરતા ગુણ ગાવે; પ્રભુ ગુણ ખીણખીણરે સંભાળી, ઉતમ પરવ થયો દીવાળી. આજ૦ ગઉતમ નીરવણરે જાણી, રૂદીયામાં તવ દુખ બહુ આણી; તુમ વીણ સ્વામીરે ભાવે, ગઉતમ કહીને કોણ બોલાવે. આજ૦ ૮ મુજ મન સંદેશો સ્વામી, કુણને કહીશું હું શીર નામી; અંતે અવસરરે સ્વામી, મુજ મોકલીયો તમે ગામ. આજ૦ ૯ છેતરીને મુજ સીવ લીધો, એકાકી નીજ કારજ કીધો; નીરાગી પ્રભુનેરે જાણી, સુકલ ધ્યાન ચીતમાં તવ આણી. આજ૦ ૧૦ કેવળ ઉપન્યુંરે સાર, પડવે દીન કરે ભવી ઉપગાર; દયા મનમાંરે આણી, અમ્રતવીમળ ગુરૂ સુણજો વાણી. આજ૦ ૧૧

શ્રી સંખેસ્વર પાસ જીનેસ્વર, અરજ સુણોં કરો મહેરબાની; તારક બીરૂદ સુણી મેં આ૦યો. તુમ ચરણ શરણ જાણી. આ આંકણી. સોળસહેસ મુની આદી જગત જન, તારે તુમ અમરતબાની; ઉનકુ આતમ સુધ ભાઈ સીધ્યા, પાય પરમ ગુરૂજી દાની. સી૦ ૧ પનગ પાવક જલતો નીકાલી, ગ્નાન દેશના તુમ પીછાની; ઉનકુ દરસ સરસ ભયો તેરો, સુરપતી પદવી ઠેરાણી. સી૦ ૨ મેં આયો એહી કીરતન સુનકે, વીનતી એક સુણી એ આયની; ભવ ભવ ચરણ કમળની સેવા, દેવા દીજીએ દીલ મયાની: સી૦ ૩ અસ્વસેન વામાજીકે નંદન, વંદન જગકે સુલતાણી; અબતો લેહેર લેહેર મોએ કીજે, રંગ દસાસીવ સુખકામી. સ૦૪

---

# अथ महावीरस्वामीनुं स्तवन.

મહાવીર સ્વામી મુગતે પોત્યા, ગૌતમ કેવળ ગ્નાન રે; ધન અમાવશ્યાં ધન દીવાળી, વીર પ્રભુનું નીરવાણ; જીન મુખ જોવાને, મારે દીવાળી થઈ આજ; જીન મુખ જોવાને, મને મળ્યો સઈયરનો સાથ દુખડાં ખોવાને; મોંહી મોહારે મીઠડાલાલ, પ્રભુજીના ગુણવાલા; ગુણવાલારે પ્રભુજીના ગુણવાલા, એ આંકણી ચારીત્ર પાળા નીરમલારે, ટાલ્યાં વીખય કખાયરે; એવા મુનીને વાંદીએ, તે ઉતારે ભવપાર જી૦ ૨ બાકુળ વોરચા વીરજીને, તારી ચંદનબાળારે;

કેવળ લઇને મુગતે પોત્યા, પામ્યા ભવનો પાર. જી૦ ૩ એવા મુનીને વાંદીએ, તે પંચ કલ્યાણક ધરતારે; સમોવસરણ દીધી દેશના, પ્રભુ તારયાં નર ને નાર. જી૦ ૪ ચોવીસમા જીનેસરને, મુગતીતણા દાતારરે; કરજોડી કવીઅણ ઈમ ભણે, પ્રભુ દુનીઆ ફેરો ટાળ. જી૦ ૫

દેશી ફાગની. અસ્વસેન વામા સુત સારે, ભવ સમુદ્ર થકી તારે. ધરો દીલમાં ધરો દીલમાં પાસ જીણંદ પ્યારે. ૧ આંકણી. કમઠ હઠી પ્રભુ નાગને તારી, ધરણેંદ્ર પદ લહે સુખકારી. ધરો૦ ૨ તુમે ઉપગારી મુરતી મનોહારી, સેવા કરે સઉ નર નારી. ધરો૦ ૩ તુજ પડીમા ભવી ચીત ધરી પુજે, કરમ કઠણ તે સઉ ધ્રુજે. ધરો૦ ૪ શ્રી ચંતામણી ચીત ધરો પ્રાણી, એહ વીણ જગમાં દુખ ખાણી. ધરો૦ ૫ આવાગમન સાહિબ નીવારો, સેવક વીનતી ચીત ધારો. ધરો૦ ૬ તુમ સેવા કરે સુરકોડી, ઉભા રહ્યા સ્વામી કરજોડી. ધરો૦ ૭ દાન દયા પ્રભુ ચરણે રહીએ, અમરતવીમળ સીવ સુખ લહીએ. ધરો૦ ૮

## अथ सीधाचळजीनुं स्तवन.

રાઅ જાદવનો દેખોરે ગુલાલી ઘોડી ચમકેલી. એ દેશી. મોરા આતમરામ ચાલોને વીમળગેરી જઇ વસીએ એ દેશી. સીધાચળ સીધ તણો ઠામ, તીહાં સાધ્યાં મુની આતમકાજ; તેને નીત કરૂં હું પરીણામ. મોરા૦ ૧ ચક્રી

પુનમ દીન મુનીવરો, પુડરીક પાંચ કોડસુ સીવ વર્યા; વળી સેલંગ મુની ભવજળ તર્યા. મોરા૦ ૨ કારતીક પુનમ કરમ નીવારીને, દશ કોડ વર્યા સીવ નારીને; સુખ વીલસે કરમને વારીને. મોરા૦ ૩ શ્રી આદીશ્વર જીનવર રાયા, તીહાં પુરવ નવાણું વાર આવ્યા; પણ રાયણ તળે પગલાં ઠાવ્યાં. મોરા૦ ૪ તીરથનો મહીમા બહુ ભારી, શેવે સુરનર સહુ હીતકારી; તેની જાઉ હું નીત બલીહારી. મોરા૦ ૫ વીમળાચળ સેવા જે કરશે, ભવ કરમ બંધ સેજે ટળશે; અંતે સીવપદ રમણી વરશે; મોરા૦ ૬ સીધાચળ સીધ અનંત વરીયા, દાન દયાં ગેરી ગુણ ચીત ધરીઆ; કહે અમ્રત વીમળ ભવજળ તરીઆ. મોરા૦ ૭



# अथ गुरु भाख्य.

સ્વામી સાત્મામાં રેહેજો, દરશણ વેલાં દીજોરે. સ્વામી૦ સરસ્વતા સીસ નમી ગુણ ગાઉ, નીજ ગુરૂ લાગુ પાઅરે; સ્વામી૦ દરશન વેલાં દીજોરે. સ્વામી૦ ૧ બાવીસ પરીસા જીતીને જી, સુમતી ગુપતી દીલ ધરજોરે; સ્વામી૦ પાંચ મહાવ્રત સાધુનારે, પાળજો સુભ ભાવેરે. સ્વામી૦ ૨ બયાજ અભ્યંતર તપ બપ કરજો, બટ કાઅજ પણા કરજોરે; સ્વામી૦ જીવ અજીવ પુન પાપને આશ્રવ, સંવર મનમાં ધરજોરે. સ્વામી૦ ૩ નીરજરા બંધ ચાર પ્રકારે, મોક્ષ તત્વ દીલ ધરજોરે; સ્વામી૦ એહ નવ

તત્વનો અરથ વીચારી, સમકીત નીરમળ કરજોરે. સ્વામી૦ ૪ દાન દેઈ દયા મન લાવી, ભવદધી પાર ઉતરજો રે; સ્વામી૦ પ્રભુજીની વાણી સદા દીલ આણી, અમ્રત કરી સહું પીજોરે. સ્વામી૦ ૫

---

# अथ सीधगीरीनुं स्तवन.

## દેશી લાલનની.

જીવડા ચાલો વીમળગીરી ભેટીએ, જીહાં સીધ તણો બહુ ઠામ હો; જી૦ સીધગીરી જ્યારે ભેટસો, ત્યારે હરખશે આતમરામ હો જી૦ ચાલો૦ ૧ જી૦ ઈહાં ગીરી આદી જીણંદજી, એતો સમોસર્યા પરમાનંદ હો; જી૦ પુરવ નવાણુવાર જાણીએ, તેતો તોડ્યા કરમના ફંદ હો. જી૦ ચા૦ ૨ જી૦ નેમ વીના તેવીશ જીન, એતો આવ્યા પરમ ઉલાસ હો જી૦ અજીતનાથ શાંતી પ્રભુ, કર્યા ચોમાસો પુરી આસ હો, જી૦ ચા૦ ૩ જી૦ પાંડવ પાંચ સોહામણા, એતો વીસ કોડીસું સીવ સાથહો; જી૦ પુંડરીક નામા ગણધરે, પાંચ કોડીસુ લહે સીવ સાથહો; જી૦ ચા૦ ૪ જી૦ મુનીવર એહ ગીરો ઉપરે, પામ્યા પરમાનંદ અનંત હો; જી૦ સીધગીરીનાં ગુણ સ્વય મુએ, ભાખે શ્રીમંદર ભગવંત હો. જી૦ ચા૦ ૫ જી૦ એ ગેરી દરસન નવી કર્યા, તે તો રહ્યો ગરભાવાસ હો; જી૦ તે દીન મુજ ક્યારે આવશે, ફળે અમ્રત વીમળ

મન આસ હો. જી૦ ચા૦ ૬

## अथ समेत शीखरजीनुं स्तवन.

લુંગીનો લપેટો મારા આલીજા ભમરથાંને અતી ખુલે રાજ. એ દેશી. ચાલોને સાહેલી જાવાં સમ્મેત સીખરગીરી ભેટવા રાજ; સુંદર સજી શણગાર, ભગતી આછીસુ પુજા વીસ જગત પતી પાઉલા રાજ, જ્યું લહો ભવજળ પાર. ચાલો હે૦ ૧ જીહ્યાહિ સાહેલી સીતાના લેરે આયા, આછી જુગતીસુ રાજ; ધોતીયો કરાં અતી ચંગ, ભરચાંરે કટોરી ઘોરી કેશરરી ફુલ લેશ્યાં ફુટરા રાજ, ધરશ્યાં પરમ ઉમંગ. ચાલો૦ ૨ વીસ જગદીશ સાહેલી એણે ગેરી આયા ભાયા સહુ દીલીરાજ, બહુ મુનીવર લેઈ લ્હાર; સુરવર કોડી કરજોડીરે, ઉલગ કરે ઉમહીરાજ, ચેતો થે ચીત મોજાર. ચાલો૦ ૩ પ્રથમ જીણંદ અષ્ટાપદરે મુગતી પદ પામીયા રાજ, વાસુપુજ્ય પ્રભુ આપ; મુગતી વર્યા હે ચંપાનયરી રેવતગીરી નેમજી રાજ, વીર પાવાપુરી જાય. ચાલો૦ ૪ સમેતશીખરે સીવપદરે પામ્યા જીન સોળમા રાજ; નવસત મુની પરીવાર; ધરમ જીણંદ અડશયરે લ્હારે મલ્લી પાંચસે રાજ, સુપાસ પંચસત ધાર. ચાલો૦ ૫ સાતસેહેસ મુનીરે સંગે અનંત પ્રભુ સીવ લહ્યા રાજ, પાસજી તેત્રીશ લ્હાર; ખટસહસ મુની યુત વીમળ વીમળ પદ પામીયા રાજ, એ-

ણીગીરીવર નીરધાર. ચાલો૦ ૬ આઠસે આધીક વણ્ય મુનીરે સંગે સીવપુર ગયા રાજ, પદ્મ પ્રભુ નીરધાર; અ- જીત સંભવ અભીનંદન સુમતી ચંદ્ર પ્રભુ નમુરાજ, સુ- વધી શીતળ સુખકાર. ચાલો૦ ૭ શ્રેયંસ કુંથું અરમુનીરે સુવ્રત નમી જીનવરરાજ, એ દ્વાદશ જીનરાજ; મુગ- તી વધુ વર્યા સેહસ સેહસ મુનીરાજથી રાજ, સમેતશી- ખરગીરી રાજ. ચાલો૦ ૮ ઘણારે મુગતી વર્યા મુનીરે આવી એણે ગેરીવરે રાજ, છાંડી સકળ ઉપાધી; તીરથ મોટું તેણે સમેતશીખર પુર્વ દીશે રાજ, પ્રણમી નીજહીત સાધી. ચાલો૦ ૯ કીજેરે આછી રીતે જીન ઉતમ પદ પદમની રાજ, સેવના નીરમળ ચીત; કહેરે રૂપનીજ સુધ સ્વરૂપ પદ સાધવા રાજ, એ છે પરમ નીમીત. ચાલો હે૦ ૧૦

---

# अथ सीधाचळनुं स्तवन.

સ્વામીજી મુજને સીધાચળ લેઈ ચાલ. લેઈ ચાલ લેઈ ચાલરે સ્વામીજી મુજને સીધાચળ લેઈ ચાલ. એ આંકણી. વીલંબ ન કરશો એક ઘડી રે વાલમા, કોણે દીઠી છે કાલરે સ્વા૦ સી૦ ૧ ઘોઘા બંદર જઈ કરી રે વાલમા; મળીયો સાઈઅર કેરો સાથરે. સ્વા૦ સી૦ ૨ પા- લીતાણા નગરે જઈ કરીરે વાલમા; સફળ થઈ મુજ આ- શરે સ્વા૦ સી૦ ૩ ગેરી દેખી લોચન ઠરેરે વાલમા; સ-

ફળ થયો અવતારરે. સ્વા૦ સી૦ ૪ ઉંચા તે દેરાં આ-
દીનાથનાંરે વાલમા; ઉગમણા દરબારરે. સ્વા૦ સી૦ ૫
સુરેજકુંડમાં નાહી કરી રે વાલમા; પેહેરવાં જાદવ ચીરરે.
સ્વા૦ સી૦ ૬ કેશર ચંદન ઘસી ઘણાંરે વાલમા; પુજવા
આદી જીણંદરે સ્વા૦ સી૦ ૭ સુરનર જન સેવા કરેરે
વાલમા; ચમર ઢાળે ઇંદ્રરે. સ્વા૦ સી૦ ૮ કેડે કંદોરા હે-
મના રે વાલમા; કંઠે નવસેરો હારરે. સ્વા૦ સી૦ ૯ બાંહે
બાજુબંધ બેરખાંરે વાલમા; લીલાંવટ તીલક જડાબરે.
સ્વા૦ સી૦ ૧૦ મસ્તક મુગટ હીરે જડ્યોરે વાલમા; કાં-
ને કુંડળ સારરે. સ્વા૦ સી૦ ૧૧ કીરતી વીજય ઉવજાયનો
રે વાલમા; હોજો મંગળ માળરે સ્વા૦ સી૦ ૧૨

---

## પરભાતીયુ.

ખમા ખમા ખમા તને ખમારે વાલા. એ આંકણી.
માતા મરૂ દેવી જાયા, નાભી કે લાલા. ખમા૦ ૧ સેહસ
કાળ હરે કાળ સેહસ ભુજાળા, કાળા તણા ચાળા દેખી
નમે અટાળા. ખમા૦ ૨ કુણ કરે કળા તારી, બુઢું કે
બાળા, ઇંદ્રાદીક દેખીને મોહ્યા તમારા ચાળા. ખમા૦ ૩
મોટા મુનીવર દેવ જપે રીખભ વાલા, મુલા તણા પ્રા-
ણ ધણી, ધુળેવા વાલા. ખમા૦ ૪